# અભક્ષ્ય નિષેધ.

લેખક તથા પ્રકાશક

**મહંત શ્રીજીવણદાસજી અમીદાસજી.**

રામપુરા- સુરત.



સંશોધન કર્તા:

**રતનસિંહ દીપસિંહ પરમાર**

પીપળા શેરી, લાલ દરવાજા—સુરત.

સુરત ભાગાતળાવ રોડ પર આવેલા ધી "રાંદેર"
પ્રીન્ટીંગ પ્રેસમાં રતીલાલ દુર્લભદાસે છાપી.

સંવત ૧૯૭૪ પ્રત ૧,૦૦૦ સને ૧૯૧૮

કીંમત રૂા. ૦-૨-૦

# અભક્ષ્ય નિષેધ.


લેખક તથા પ્રકાશક

મહંત શ્રીજીવણદાસજી અમીદાસજી.

રામપુરા—સુરત.





સંશોધન કર્તા:

રત્નસિંહ દીપસિંહ પરમાર

પીપળા શેરી, ૯ દરવાજા—સુરત.



સુરત બાઆતળાવ રોડ પર આવેલા શ્રી "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસમાં રતીલાલ દુર્લભદાસે છાપી.

સંવત ૧૯૭૪. પ્રત ૧૦ , સને ૧૯૧૮

કીંમત રૂ. ૦-૨-૦

॥ सत्यम नमः ॥

# અભક્ષ્ય નિષેધ.



अहिंसा परमोधर्मो यतोधर्मस्ततो जयः । सामवेद.

અર્થ—અહિંસા એ પરમ ધર્મ છે, જ્યાં ધર્મ છે ત્યાં વિજય છે, એમ ન સમજશો કે એ સાંસારિક વિજય છે, પરંતુ પારલૌકિક વિજય છે.

स्तोमांसास्वा विढ विचारिणी प्रतिस्तोभन्ति अक्राभिः। प्रयात्राजन हेवन्तं पुरं अस्यासि । अर्जुनि० ऋग्वेदः ॥

અર્થ—જે કોઇ માંસ ખાય છે તે નરકનો અધિકારી થાય છે અને સર્વદા દુઃખમાં રહે છે. તેનાં દર્શન કરવાં મહા પાપ છે.

इन्द्राग्निज्ञयावनस्पति वक्ष मयाधर्द मिश्रोजसांयत ते अम्रस्य विद्युतः दिवंवर्षते वष्ट्रये । ऋग० ॥

અર્થ—ઘાસ ચાર પગવાળા પશુને માટે બનાવ્યું છે, અને અનાજ મનુષ્યોને માટે બનાવ્યું છે. જેમ સ્ત્રી પુરૂષને માટે છે તેમ પશુ પશુને માટે છે, મનુષ્યની સ્ત્રી પશુને માટે નથી, તેમજ માંસ મનુષ્યને માટે નથી.

मद्यंन पिबेत् मांस न भक्षेत् असत्यं न वदेत् परदारान् नस्पृशेत् ॥ अथर्ववेद ॥

અર્થ—તાડી દારૂ નહિ પાવો, માંસ નહિ ખાવું, જૂઠું નહિ બોલવું, વ્યભિચાર નહિ કરવો. યજુર્વેદ પુરૂષસુક્ત ઉપનિષદમાં લખ્યું છે કે સર્વે જીવધારી વિરાટ પુરૂષના હાડ, ચામ, માંસ છે. તેથી માંસ ખાનાર સર્વે વિરાટ પુરૂષના શત્રુ છે.

જે વિરાટ પુરૂષના કેસ (વનસ્પતિ) ખાય છે તે શત્રુ નથી. કારણ કે બાલ તોડવાથી અને કાપવાથી કોઇને દુઃખ થતું નથી.

यज्जीव हिंसा या मनुवर्ततेतस्य जीवस्य नरकंक्रीडते ॥

અર્થ—જે કોઇ જીવહિંસા કરવાનો વિચાર કરે તે જરૂર નરકમાં જાય છે અને નાના પ્રકારનાં કષ્ટ ભોગવે છે.



## મહાભારતાદિ ગ્રંથોમાંથી રૂપીઅરોનાં ઉદ્ધૃત કરેલાં વચનો.

ये भक्षयन्ति मांसानि सत्त्वानां जीवितैषिणाम् ।
तैर्द्वयोभक्षितैः मंत्रैरिति ब्रह्माब्रवीद्द्विज ॥

અથ—જે પ્રાણીનું માંસ જે ભક્ષણ કરે છે તે પ્રાણી બીજા જન્મમાં તે મનુષ્યનું માંસ ભક્ષણ કરે છે. અર્થાત્ પરસ્પર બદલો વાળ્યા વિના છૂટકો નથી, એવું બ્રહ્માજીનું વચન છે.

स्वमांस परमांसेनयोवर्द्धयितुमिच्छति ।
नारदः प्राहधर्मात्मा नारकैः सहपच्यते ॥

અર્થ—જે કોઇ અન્યનું માંસ ખાઇને પોતાનું માંસ વધારવા ચાહે છે, તે અવશ્ય નરકમાં પડશે, એવું નારદનું વચન છે!

योऽहिंसकानिभूतानिहिनस्त्यात्म सुखेच्छया ।
कृष्णद्वैपाय नः प्राहस्थावरत्वंसगच्छति ॥

અર્થ—જે અહિંસક જનાવર છે, જેમ હરણ, સસલા વગેરે તેને કોઇ પોતાના ખોરાક માટે મારશે તે સ્થાવર ( ઝાડ, પર્વત વગેરે ) યોનિમાં જશે એવું વ્યાસજીનું વચન છે.

यावज्जीवति यो मांसं विषवत्परि वर्ज्जयेत ।
वसिष्ठो भगवानाह स्वर्गलोकं स गच्छति ॥

અર્થ—મનુષ્ય જ્યાં સુધી જીવે ત્યાં સુધી માંસ ખાવું નહીં—વિષ જાણી તેને ત્યાગી દેવું. જે માણસ આમ કરશે તેને સ્વર્ગની પ્રાપ્તી થશે. એવું વશિષ્ટ ભગવાનનું વચન છે.

ये भक्षयित्वा मांसानि स्वतश्चापि निवर्तते ।
जमदाग्नेय माहै नं सोऽपि स्वर्गमवान्पुयात् ॥

અર્થ—જે કોઇ માંસ ખાતો હોય તે વિચાર કરી છોડી દે,

અથવા કોઇના બોધથી માંસ ખાવાનું છોડી દે તો તે જરૂર સ્વર્ગે જશે. આ જમદગ્નિજીનું વચન છે.

रूपमारोग्यमैश्वर्यं कान्ति स्वर्गानमेव च ।

प्राप्नोत्स हिंस्रः पुरुषः प्राहैव मुशाना मुनिः ॥

અર્થ—જે હિંસા કરતા નથી તે સંસારમાં સુંદરતા, લક્ષ્મી, આરોગ્યતા, વિદ્યા ઇત્યાદી શુભ ગુણોથી પરીપુર્ણ થાય છે, અને અંતકાલે સ્વર્ગમાં જાય છે, એવું શુક્રજીનું વચન છે.

सुवर्णदानं गोदानं भुमिदानं तथैव च ।

नोत्तमं प्राणदाना च्च पराशरवचो यथा ॥

અર્થ—સોના દાન, પૃથ્વીદાન, ગૌદાન એ સરવે શ્રેષ્ટ દાન છે પરન્તુ જીવને ન મારી પ્રાણ દાન દેવું એ સરવેથી ઉત્કૃષ્ટ (ઉત્તમ) દાન છે, એવું પરાશરજીનું વચન છે. એવીજ રીતે માર્કંડજીની સાક્ષી છે.

कर्मणा मनसा वाचा या हंति न हि कश्चन ।

स मित्रं सर्वभुताना मनुः स्वायंभुवोऽब्रवीत् ॥

અર્થ—કર્મથી, મનથી, વાણીથી કોઈ પ્રકારે જે હિંસા ન કરે તે સર્વે પ્રાણીનો મિત્ર છે, એવું સ્વયમ્ભુ મનુજીનું વચન છે.

हन्ता चैवानुमन्ता च विश्वस्ता क्रयविक्रयी ।

संस्कर्ता चोपहन्ता च खादकश्चाष्ट घातकाः ॥

धनेन क्रयिको हन्ति ह्युभोगेन च खादकः ।
घातको वध बन्धाभ्यामित्येवं भवि धेनुधः ॥

અર્થ—મારવાવાલો, મારવાનો વિચાર કરવાવાલો, મારનારને સલાહ આપનાર, માંસ વેચનાર, માંસ વેચાતું લેનાર, રાંધનાર, માંસ રાંધેલું પીરસનાર અને માંસનો ખાનાર એ આઠે પ્રકારના ઘાતકો છે.

વિશેષ કરી હિંસા ત્રણ પ્રકારથી થાય છે. ૧ માંસ વેચાતું લે છે, તે પૈસા આપી જીવ વધ કરાવે છે, કેમકે માંસ વેચાતું કોઇ લેનાર નહીં હોય તો જીવનો વધ કોઇ કરે નહીં; માટે વેચાતું લેનાર પુરો પાપી છે. ૨. માંસ ખાવાવાલો ખાવાના સ્વાદથી જીવ મારે છે. માટે જો સ્વાદની ઇચ્છા ન રાખે અને માંસ નહીં ખાય તો જીવ હત્યા કોણ કરે? ૩ હત્યારો એ છે જે સર્વ જીવધારીને બાધી કરી હથીઆરથી મારે છે, માટે બન્ને એકજ જાત છે. ચોર અને ચોરનો સાથી બન્ને ગુન્હેગાર છે.

शाक मुल फलैर्मध्यैः योबाऽदन्नैव भोजनम् ।
न तत्फलमवाप्नोति यन्मांसपरीवर्ज्जनात् ॥

અર્થ—શાક, કન્દ, મુલ, ફલ ઇત્યાદિ જમવાથી જે ફળ પ્રાપ્તી થાય છે, તે ફળ માંસ ખાવાથી નથી મળતું.

मधु मांसं च ये नित्यं वर्ज्जयन्तीह मानवाः ।
जन्म प्रभृति मद्यं च सर्वे ते मुनयः स्मृताः ॥

અર્થ—જે મનુષ્ય માંસ અને મદીરા ( દારૂ તાડી ) થી આયુષ્ય ભર બચીને રહે છે, તે સાધુ તુલ્ય છે; ને અવશ્ય સદ્ગતીને પ્રાપ્ત થાય છે.

शतं समायः पुरुष तपस्तेपे सुदारुणम् ।
न भक्षयन्ति ये मांसं सममेत दुदाहृतम् ॥

અર્થ—જે કોઇ સો વર્ષ અથવા વધારે તપસ્યા કરે અને બીજો પુરૂષ માંસ ત્યાગી દે, બન્નેનું ફલ એક સમાન છે.

यथा हस्तिपदे न्यानि पदानि पदगामिनः ॥
सर्वे धर्मास्त्व हिंसायां प्रविशान्ति तथा ध्रुवम् ॥१॥
सर्व वेदाधिग मनं सर्व तीर्थावगाहनम ॥
सर्वयज्ञ फलं चैव नैव तुल्य महिंसया ॥ २ ॥

अहिंसा परमो यज्ञो अहिंसा परमं तपः ॥
अहिंसा परमाक्षय्यमाहिंसो यजते सदा ॥ ३ ॥

आहिंसा सर्व लोकस्य यथा माता पिता तथा ।
स्त्रमांसा त्पर मांसानि परिपाल्य दिगं गतः ॥ ४ ॥

तमेव परमं धर्म्म महिंसासं प्रचक्षते ।
एवं परो महात्मायो विष्णुलोकं स गच्छति ॥ ५ ॥

અર્થ—જેમ હાથીના પગમાં સર્વે જીવોના પગ સમાય છે તે પ્રમાણે અહિંસામાં સર્વે ધર્મ સમાય છે.

કોઈ પ્રાણીને દુ:ખ ના દેવું એ વેદ પાઠ સમાન છે, સર્વે તિર્થ કર્યા બરાબર છે, સર્વ યજ્ઞ સમાન છે. સર્વે જીવધારીઓની રક્ષા બરાબર કોઈ ધર્મ નથી. અહિંસા મોટો યજ્ઞ છે, જે હિંસા નથી કરતા તે યજ્ઞ અને તપ કરે છે. જે કોઇ જીવહિંસા નથી કરતા તે અન્ય પ્રાણીઓના માત પિતા સમાન છે, માત પિતા ( વિંછણની પેઠે ) પોતાનું માસ પોતાનાં બાળકોને ખવરાવી તેમના પ્રાણ બચાવે છે, આ પ્રકારે અહિંસા કરનાર સ્વર્ગે જાય છે. (૪) જેમાં જીવહિંસા નથી તે મોટો ધર્મ છે. જે અહિંસા ધર્મ ગ્રહણ કરશે તે મહાત્મા વિષ્ણુલોકમાં જશે.

अष्टादश पुराणेषु व्यासस्य वचन द्वयम् ।
परोपकारः करूणाय पुण्याय पर पीडनम् ॥

અર્થ—પારકાને પીડા કરવાથી અધર્મી થવાય છે [અને જીવ દયા રૂપ પરોપકાર કરવાથી પુણ્ય થાય છે, એવું અઢારે પુરાણમાં વ્યાસજીનું વચન છે

योऽहिंसकानि भुतानि हिनस्त्यात्म सुखेच्छया
सजीवंश्च मृतश्चैव न किंचित सुख मेवते ॥

અર્થ—જે મનુષ્ય અહિંસક ( નીરપરાધી ) પ્રાણીને પોતાના સુખની ઇચ્છાને માટે મારે છે તે જીવતાં છતાં મરેલા જેવા છે; કારણ કે તેને કોઇ પણ જગાપર સુખ મલતું નથી. ( મનુ સ્મૃતિ. )

वर्षे वर्षेऽश्वमेधेन यो यजेत शत समाः ।
मांसानि च न खादेद यस्तयोः पुण्यफलं समम् ।

અર્થ—જે પુરૂષ વર્ષે વર્ષે અશ્વમેધ કરી સો વર્ષ સુધી યજ્ઞ કરે અને એક પુરૂષ ખીલકુલ માંસ ન ખાય તે બન્ને પુરૂષોને સરખું ફળ મલે છે.

सर्वे वेदान तत् कुर्युः सर्वे यज्ञाश्च भारत ।
सर्वे तीर्थाभिषेकाश्च, यत् कुर्यात् प्राणीनां दया ॥

અર્થ—હે અર્જુન ! પ્રાણીઓ ઉપરની દયા જે ફળ આપે છે તે ફળ ચારે વેદ આપતા નથી. તેમજ બધા યજ્ઞો પણ આપતા નથી તથા સર્વ તીર્થો કે સ્નાન વંદન પણ આપી શકતા નથી. મહાભારતમાં લખ્યું છે કે;—

न गोप्रदानं न महीप्रदानं नाऽन्न प्रदानं हि तथा प्रधानम् ।
यथा वदन्तीह बुधाः प्रधानं सर्व प्रदानेष्वभय प्रदानम् ॥

અર્થ—સર્વ દાનોમાં અભયદાન જેવું શ્રેષ્ઠ મનાય છે તેવાં ગૌદાન, પૃથ્વીદાન, અન્નદાન વીગેરે દાનો શ્રેષ્ઠ ગણાતાં નથી.

किं सुरागिरिणो गुरू अंजल निहिणो किं वहुअ गंभीर
किं गयणा आ विशालंकोअ अहिंसा समोधम्मो ॥

અર્થ—જેમ મેરૂ પર્વતથી કોઇ મોટું નથી, સમુદ્રવત્ કોઇ ગંભિર નથી, અને આકાશથી કોઇ વિશાળ નથી તેમ અહિંસા સમાન ધર્મ નથી.

नयति दुअणेवि पावं अन्न पाणाइ त्राय ओग रूयं ।
जं सव्वे वियजीवासुहेसीणो दुस्काभारूस्स ॥

અર્થ—ત્રિભુવનમાં પણ જીવની હિંસા સમાન પાપ નથી, કારણ કે સર્વ જીવો સુખને ઇચ્છે છે અને મૃત્યુના દુઃખથી ડરે છે, માટે કોઈ પણ જીવે જીવની હિંસા કરવી નહિ.

दीर्घमायुः परंरूप मारोग्यं श्लाघनीयता ।
अहिंसा याः फलं सर्वं किं मन्यत्कामदैवसा ॥

અર્થ—આયુષ્ય, શ્રેષ્ટ રૂપ, આરોગ્ય, શ્લાઘનીયતાએ સર્વ અહિંસા ધર્મનાં ફળો છે, વધુ શું કહેવું ! ઇચ્છિત ફળ આપવા માટે અહિંસા કામધેનુ સમાન છે. અહિંસાની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડીજ છે.

---

# કબીર સાહેબની સાખી.

માસ અહારી માનવા, પ્રત્યક્ષ રાક્ષસં જાનિ;
તાકિ સંગતિ મતિ કરો, હોય ભક્તિમેં હાનિ. ૧.

માસ ખાય તે ઢેડ સબ, મદ્ય પિયે તે નિચ;
કુલકી દુરમતિ પરિહરે, રામ ભજે તે ઉંચ. ૨.

માસ મછરિયાં ખાત હે, સુરા પાનસેં હેત;
તે નર નરકહી જાયંગે, માતા પિતા સમેત. ૩.
માસ મછરીઆ ખાત હૈ, સુરા પાનસેં હેત;
તે નર જડસેં જાયંગે, જયોં મૂલીકા ખેત. ૪.
માંસ ખાય અરૂ મદ્ય પીએ, ધન વિપરત જો થાય;
જુઆ ખેલ ચોરી કરે, અંત સમુલા જાય. ૫.
માંસ માંસ સબ એકહી, મછલી હિરની ગાય,
આંખ દેખિ જો નર ખાત હૈ, સો નર નરકે જાય. ૬.
બ્રાહ્મણ રાજા ચાર વરણકે, ઔર કોમ છત્તીશ;
રોટી ઉપર માછલી, સબી વરણ ગયે ખીસ. ૭.
કલિયુગ કેરે બ્રાહ્મણા, માંસ મછરિયા ખાય;
પાય લગે સુખ માનહી, રામ કહે મર જાય. ૮.
પાંવ પૂજાવે બૈઠિકે, ભક્ષે માંસ મદ હોય;
તિનકી દિક્ષા મુકિત નહિ, કોટિ નરક ફલ હોય. ૯.
જીવ હને હિંસા કરે, પ્રગટ પાપ શિર હોય;
પાપ સબીસો દેખિયા, પુન્ય ન દેખા કોય. ૧૦.
તિલભર મછલી ખાય કે, કોટી ગઊ દે દાન;
કાશી કરવત લૈ મરે, તોભી નરક નિધાન. ૧૧.
બકરી પાતી ખાત હૈ, તાકી કાઢી ખાલ;
જો બકરીકો ખાત હૈ, તિનકો કૌન હવાલ. ૧૨.
મુરગી મુલ્લાસેં કહે, જબહ કરત હૈ મોહી;
સાહેબ લેખા માગહી, સંકટ પરેગા તોહી. ૧૩.

મીન માંસ જે ખાત હૈ, વાકી જાત ચંડાળ;
ગીધ કાગકી દેહી ધરે, ભરમે વારો વાર. ૧૪.
અંકુર ભક્ષે સો માનવા, માંસ ભક્ષે સો શ્વાન;
મરી ખાય ચમાર ભયા, તિનો નર્ક પરમાન. ૧૫.
જીવ ઘાત આદિક કર્મ, કરે ન કબહુ ભૂલ;
સો રક્ષક જીવન કરે, પ્રેમ સહિત અનુકૂલ. ૧૬.
જીવત જીવ મુરદા કરે, કર્મહિ ભયા કસાય;
મરી ખાય ચમાર ભયા, અધમ કર્મકે દાય. ૧૭.

## છંદ.

જીવ મારકે માંસ ભક્ષે, ઉનકે કોન હવાલ હે;
યમદ્વારે માર ખાયંગે, જયોં લોહા મકત લુહાર હો.
તનક જીભ્યા સ્વાદ કારણ, બિગડત હૈ પરલોક હો:
ઔર ચૂક સબ માફ હોયગી, કઠિન જીવકે દાવ હો.
કહી હમારી જૂઠ માનો, સમઝો ગીતા ભેદ હો:
કૃષ્ણ જાકી સાખ પૂરે, મોહે દોષ કહાં દેહ હો.

## રેખતા.

દયા બીન જોગ અરૂ જોગી જપતપ કરે,
દયા બીન પંડીત પુસ્તક પઢાવે;
દયા બીન દુષ્ટા નાહિ મન તે મારે,
દયા બીન નામ હિદે ન આવે;

દયા બીન નેમ અરૂ બતિ નિર જલ કરે,
દયા બીન તીર્થ સબ ભમીં આવે;
કહે કબીર ચલ દયાકે તખત પર,
વ્હાંકે ગયે નહિ બકુરી આવે.

**નાનક**—માંસ ખાવાની ઇચ્છા રાખનાર અવશ્ય હિંસક પશુઓની યોનીઓમાં જાય છે.

નાનક સાહેબની જન્મ સાખીમાં લખ્યું છે કે:—"એક સમય નાનક સાહેબ ગુજરાનવાલાની પાસે આવેલા અમનાબાદ નામક ગામમાં ગયા હતા. ત્યાં તેમને મલિક ભાગુ નામનો કરોરી ક્ષત્રિય મળ્યો. તે ક્ષત્રિયે નાનક સાહેબને કહ્યું "આજે મારે ઘેર મારા પિતાના શ્રાદ્ધનો દિવસ છે, માટે આપ મારે ઘેર ભોજન કરો." તે સાંભળી નાનક સાહેબે કહ્યું "તે શ્રદ્ધ તમારા પિતાને પહોંચશે કે ?" ક્ષત્રિયે ઉત્તર દીધો "બ્રાહ્મણ વચન અનુસાર તો તે પહોંચવું જોઇએ." નાનક સાહેબ બોલ્યા "તે કદીપણ પહોંચશે નહિ. તારા પિતાએ ઘેટાની યોનિમાં જન્મ લીધો છે અને તે અહીંઆથી પાંચ કોસના અંતરપર એક સ્થળે ઝાડીમાં ત્રણ દીવસનો ભૂખ્યો બેટો છે." ત્યારે ક્ષત્રિયે કહ્યું "એ વાતનો વિશ્વાસ મને કેમ આવે?" નાનકે કહ્યું "તું ભોજન લઇને તેની પાસે જા તે ભોજન જમશે અને તારી સાથે મનુષ્યની ભાષામાં વાત કરશે." પછી તે ક્ષત્રિય નાનક સાહેબના કહેવાપર વિશ્વાસ રાખી ભોજન લઇને ઉક્ત સ્થાને ગયો. ત્યાં ખરેખર તેને ઘેટો મળ્યો અને તે ઘેટાએ પેટ ભરીને અન્ન ખાધું. તે જમી રહ્યો તત્પશ્ચાત્ ક્ષત્રિયે તેને પૂછ્યું. "તમે કોણ

છો ?" ઘેટાએ ઉત્તર આપ્યો "હું ફલાણો ક્ષત્રિય છું. એક વૈષ્ણવના ઉપદેશથી મેં માંસ ભક્ષણ છોડી દીધું હતું. પરંતુ એક સમય હું બિમાર પડયો તે સમયે મારો પાડોશી માંસ રાંધતો હતો તેના મસાલાની ગંધ મારા નાકમાં જવાથી મને તે ખાવાનું મન થયું. તેટલામાં મારો પ્રાણ નીકળી ગયો અને માંસ ખાવાના સંકલ્પને લીધે મારો ઘેટાની યોનીમાં જન્મ થયો."

ત્યાર પછી તે ક્ષત્રિય નાનકના ઉપદેશથી ભકિત માર્ગમાં લાગી ગયો.

"જે માણસો માંસાહારી હોય છે તે સર્વ અશુદ્ધ અંતઃકરણ વાળા હોય છે. પ્રથમ તેમનું મન ભકિતમં લાગતું નથી તેમને સાંસારીક છલકપટ અને વિષય વાંસનાની પ્રબલ ઇચ્છા થાય છે. અને જો તે ભકિત માર્ગમાં પ્રવૃત થાય તો વામમાર્ગ તરફ ઝુકે છે. જે માંસ મદિરાનું સેવન કરીને પ્રસન્ન થાય છે તે સગુણની ભકિત માં પ્રવૃત થાય છે. પરંતુ સગુણની ભકિતમાં પરલોકનું સુખ અને મોક્ષની પ્રાપ્તિ કદિપણ થતી નથી."

---

## દૃષ્ટાંત ૨૯મું.

એક સમયે એક રાજા પોતાના પ્રધાન સહિત બગીચામાં ફરવા ગયો. તે વખતે તેમને એક વાંદરી પોતાના બચ્ચાને છાતી સાથે વળગાડી એક ઝાડેથી બીજે ઝાડે કુદતી દૃગ્ગોચર થઇ. વળી તે

વાંદરી થોડીવાર એક સ્થળે બેસતી તો તેનું બચ્ચું તેની સાથે ગેલ કરતું. તે વાંદરી પોતાના બચ્ચાંપર અત્યંત પ્રેમ પ્રદર્શિત કરતી હતી તે જોઇ રાજા પ્રધાનને કહેવા લાગ્યો "અહો આ વાંદરી પોતાના બચ્ચાપર પોતાના પ્રાણ કરતાં અધિક પ્રેમ રાખે છે, તે જોઇ હું અત્યંત આશ્ચર્ય ચકિત થયો છું." પ્રધાને કહ્યું "મહારાજ, પ્રાણીમાત્રને પોતાના પ્રાણ કરતાં વિશેષ પ્રિય એવી વસ્તુ આ જગતમાં કોઇ છેજ નહિ. જુઓ આપણે એની પરીક્ષા કરીએ." એમ કહી પ્રધાને વાંદરીને બચ્ચાં સહીત પકડાવી અને તેને તેના બચ્ચાં સહિત એક હોજમાં નાંખી અને તેમાં પાણી ભરવું શરૂ કર્યું. પાણી જેમ જેમ ભરાતું ગયું તેમ તેમ પોતાના બચ્ચાંને ઉંચે છાતીપર ચઢાવતી ગઇ. છેવટે વાંદરી પાણીમાં ડુબવા લાગી એટલે તે પોતાના બચ્ચાને નીચે નાંખી તેના ઉપર ઉભી રહી. પછી પ્રધાને તરતજ હોજમાંનું પાણી ખાલી કરાવી નાંખ્યું અને વાંદરી તથા તેના બચ્ચાને બચાવી લીધાં.

આ દૃષ્ટાંત દ્વારા સિદ્ધ થાય છે કે આ સંસારમાં પ્રત્યેક પ્રાણીને તેનો પોતાનો પ્રાણ સૌથી વિશેષ પ્રિય છે શરીર કરતાં ઇંદ્રિયો અને ઇંદ્રિયો કરતાં પ્રાણ પ્રિય હોય છે. માટે કોઇપણ પ્રાણીને મારીને તેનું માંસ ભક્ષણ કરવું નહિ. માંસ ભક્ષણ એ ઘોર પાપ છે. માણસે પ્રત્યેક પ્રાણીપર હેત રાખવું.



# ભિકારીનું દ્રષ્ટાંત.

એક શહેરમાં એક ડોશી અને તેનો એકનો એક દીકરો રહેતાં હતાં. દીકરાપર ડોશીનો અત્યંત પ્રેમ હતો. પ્રત્યેક રીતે ડોશી દિકરાની સંભાળ રાખતી. દિકરો કોઈવાર માંદો પડે તો અનેક ઉપાયો કરતી અને દેવોની માનતા રાખતી.

છોકરો હંમેશા જંગલમાં જઇ જે પ્રાણી મળે તેને મારી તેનું માંસ ઘરમાં લાવી રાંધી ખાતો હતો. ઉક્ત ડોશી ઘણી બીકણુ હતી. તેણે મનમાં વિચાર કર્યો "દરેક પ્રાણીના અંત વખતે તેના પ્રાણ લેવાને યમરાજા આવે છે. હું વૃદ્ધ થઇ છું, મારી શકિત ઘટી છે, મને આંખે સૂઝતું નથી, કાને સંભળાતું નથી, ડાચાં બેસી ગયાં છે, ને મંદવાડને લીધે ખવાતું પણ નથી, માટે મને પણ હવે જરૂર યમરાજા લેવાને આવશે."

એક દિવસ તે ડોશીના દિકરાને તાવ આવ્યો. તેને બિમાર પડેલો જોઇ ડોશી ઘણી ગભરાઇ ગઇ અને દેવોની માનતા લેવા લાગી. તે રાત્રે ડોશી બહાર ઓટલાપર સુતી અને છોકરાને ઘરમાં અંદર સુવાડયો. મધ્યરાત્રિના વખતે બાંધેલો પાડો છુટી ગયો, અને ડોશીની પાસે આવીને તેનું લુગડું મ્હોંમાં ઘાલીને ખેંચવા લાગ્યો. તે જોઇ ડોશી ગભરાઇને વીચાર કરવા લાગી "યમરાજ જરૂર મારો જીવ લેવાને આવ્યો છે" અને પછી તે મોટેથી બોલવા લાગી "યમરાજા મને શા માટે લઈ જાઓ છો? હું માંદી નથી, હજી મારૂં શરીર કામ કરી શકે છે માટે મને નહિ લઇ

જાઓ. પરંતુ મારો છોકરો માંદો છે, તેને તાવ આવે છે તેને લઇ જાઓ." આ વખતે છોકરો જાગૃત હતો, તે પોતાની માતાનાં આવાં વચન સાંભળી અત્યંત વિસ્મિત થયો અને વિચાર કરવા લાગ્યો કે "મારી માતા મારા પર ઘણો પ્રેમ રાખતી હતી, ને વૃદ્ધ છે અને મરવા પડી છે, તે છતાં તેણે મારા પ્રાણ કરતાં પોતાનો પ્રાણ વિશેષ વ્હાલો કીધો. એજ પ્રકારે દરેક પ્રાણીને પોતાનો પ્રાણ વ્હાલો હશે, માટે હું દરરોજ ઘણા જીવ મારી નાખું છું તેમાં અતિશય પાપ છે." એવો વિચાર કરી તેણે તે દિવસથી જીવ ઘાત કરવાનું છોડી દીધું અને હરિભજનમાં નિમગ્ન થયો અને અંતે તેની સદ્ગતિ થઇ.



## દેવીભક્ત વામમાર્ગીની દુર્દશા.

મૈથિલ દેશમાં કાશીનાથ નામનો એક દેવી ભક્ત રહેતો હતો. તે દેવી જગદંબાને પ્રસન્ન કરવાને મદ્ય માંસનો ઉપયોગ કરતો હતો તેથી હજારો મુંગા પ્રાણીઓ—બકરા—કુકડાનો સંહાર થતો હતો. વળી મદિરાનો નૈવેદ્ય પણ ચઢાવતો હતો. એ પ્રકારે દીર્ઘકાળ પર્યંત બલીદાન આપ્યા છતાં દેવી કાંઈ પ્રસન્ન થઇ નહિ અને તે વૃદ્ધ થયો અને મરણ પથારીએ પડયો. આ વખતે તેને એટલું કષ્ટ થતું હતું કે તેનું વર્ણન થઇ શકે એમ નથી, તેનું સમગ્ર શરીર કોહી ગયું અને તેમાં અનેક જંતુઓ પડયા, અને તે મહા વેદના ભોગવવા લાગ્યો, તેના પુત્ર દુર્ગાનાથને પોતાના પિતાની મહા દુર્દશા જોઇ

અત્યંત શોક થયો અને તેનું કષ્ટ ઓછું કરી કાંઇક શાંતિ આપવાને તેણે દુર્ગાપાઠ અને હોમ કરવાનો આરંભ કર્યો. તેને લાગ્યું કે મારો પિતા દેવી ભક્ત હોવાથી દુર્ગાપાઠથી દેવી જગદંબા પ્રસન્ન થઇ એનું કષ્ટ ઓછું કરશે. તેણે ત્રણ દિવસ દુર્ગાપાઠ અને દશાંશ હવન કરી પુર્ણાહુતિ કરી. એટલે દેવી પ્રસન્ન થઇ. મધ્ય રાત્રે દુર્ગાનાથ સુતેલો હતો તેને જગાડીને બોલી " હે દુર્ગાનાથ ! તારો પિતા મારો ભક્ત છે, પરંતુ એણે મારી ભક્તિ અસુરપણાથી કરી છે માટે હું એનાપર પ્રસન્ન નથી. જો એણે મારી શુધ્ધ ભક્તિ કરી હોત તો આ અંત સમયે તેને સુખ પુર્વક સદ્ગતિ પ્રાપ્ત થાત. પરંતુ એ દુષ્ટાત્માએ પ્રતિ વર્ષ સેંકડો મુંગા પ્રાણીઓનો સંહાર કર્યો છે, માટે તેનું ફળ એને અવસ્ય મળવું જોઇએ.

વળી તારા પિતાએ મને ડાકણી બનાવી છે. કારણ કે હું જગદંબા અર્થાત જગતની માતા છું અને મુંગા પ્રાણીઓ એ કાંઇ જગતની બહાર નથી. એ મુંગાં પ્રાણીઓ મારાં બાલક છે. તારા પિતાએ તે પ્રાણીઓનો વધ કરી મારી આગળ તેનું માંસ ધરાવ્યું, તો શું હું માંસ ભક્ષણ કરૂં ? શું હું જગજ્જનની થઇ મારા બાળકનો સંહાર કરૂં ? માટે એનાં કરેલાં પાપ એને ભોગવવાંજ પડશે." દેવીનાં આ વચનો સાંભળી દુર્ગાનાથ બોલ્યો " હે જગદંબે હે જગજ્જનની ! મારા તથા મારા પિતાના અપરાધો ક્ષમા કરી એને આ મરણ સમયના મહાકષ્ટથી મુક્ત કરો. જો આપ એના સંકટનું નિવારણ નહિ કરશો તો તમારી લાજ જશે કારણકે મારો પિતા જગપ્રસિધ્ધ દેવી ભક્ત છે. લોકો તેની આ દશા જોઇ હાંસી કરશે કે દેવીની ભક્તિ કરવાથી આવી દુર્દશા થાય છે. હે જગ–

દુર્ગાદ્વારિણી ! આજથી હું સંકલ્પ કરીને કહું છું કે આજથી અમારા કુટુંબમાં કોઇપણ આવી રીતે વામમાર્ગી થશે નહિ અને શુદ્ધ આચાર વિચારથી તમારી ભક્તિ કરશે. માટે આપ એકવાર મારા પિતાપર પ્રસન્ન થઈ એનું કષ્ટ દૂર કરો. આપનું નામ પતીત પાવની છે માટે મારો પિતા મહા પતિત હોવા છતાં આપ કૃપા કરી એને સુખ થાય એમ કરો. ”

જગદંબાએ ઉત્તર આપ્યો “ હે દુર્ગાનાથ ! તારા પિતાના અપરાધ ક્ષમા થાય એમ નથી. છતાં તારી ભક્તિથી હું પ્રસન્ન થઇ છું અને વરદાન આપું છું કે આજથી એકવિશ દિવસ પર્યંત તારો પિતા જીવશે, એટલા સમયમાં તારાથી જેટલાં દાન પુણ્ય, ધર્મ, જપતપ, આદિ તારા પિતાના નામથી થાય તેટલાં કરવાં એટલે તારા પિતાનું કષ્ટ ઓછું થશે.

હે દુર્ગાનાથ ! તારી ભક્તિથી હું જેટલી પ્રસન્ન થઇ છું તેટલી બકરા, કુકડા, મદિરા આદિના ભોગથી પ્રસંન થતી નથી કારણ કે “ अहिंसा परमो धर्म ” એ મારૂં મોટા મોટું સુત્ર છે.” દુર્ગાનાથે આ સ્લોકનો અર્થ સમજી પોતાના ગ્રહમાં એવો બંદોબસ્ત કર્યો કે કોઇએ મદ્યમાંસ વગેરે અપવિત્ર વસ્તુને સ્પર્સ સુધ્ધાં કરવો નહિ. તેણે આવી પ્રતિજ્ઞા પોતે પણ લીધી અને સર્વની પાસે લેવડાવી. વલી તેણે મૈથીલ દેશના કેટલા બ્રાહ્મણ વામમાર્ગીને એવો બોધ કર્યો કે ‘ જગદંબા માંસ મદિરાથી પ્રસંન થતાં નથી, પરંતુ કોપાયમાન થાય છે. તે માંસ મદિરા સેવનારને દુઃખી કરે છે માટે સુખની ઇચ્છા રાખનારે મદ્યમાંસનો ત્યાગ કરવો. ”



પ્રાચીન કાળમાં સબરી નામની એક સુંદર ભિલ્લ બાળા હતી. તે ઘણીજ દયાવાન હતી. તે જ્યારે યુવાવસ્થામાં આવી ત્યારે તેના પિતાએ વિચાર કર્યો કે મારી પુત્રી ઉપવર થયેલી હોવાથી હવે યોગ્ય વર શોધી કાઢી એનું લગ્ન કરી દેવું જોઇએ. પછી તેણે ઉદ્યોગ કરી તેને માટે એક યોગ્ય વર શોધી કાઢ્યો અને લગ્નની તૈયારી કરવા માંડી. લગ્નને થોડા દિવસ બાકી રહ્યા એટલે તેના પિતાએ અનેક કુકડા બકરા, ઘેટા આદિ લાવી તેમને એક વાડામાં બંધ કર્યા. ભિલ્લ લોકો લગ્ન પ્રસંગે અનેક પ્રાણીઓનો વધ કરી તેમનું માંસ ભક્ષણ કરે છે અને તેજ ઉદેશથી સબરીના પિતાએ પણ મુંગા પ્રાણીઓને લાવી વાડામાં બંધ કરી દીધાં. બીજે દિસે સબરી પોતાની માતાની સાથે ફરવા નીકળી અને તેણે એક વાડામાં હજારો મુંગાં પ્રાણીઓને બંધ કરેલાં જોઇ પોતાની માતાને પ્રશ્ન કર્યો કે "આ મુંગાં પ્રાણીઓ મારા પિતાએ લાવી શા માટે બંધ કર્યાં છે?" તેની માતા બોલી "તારા લગ્ન પ્રસંગે કાપવાને માટે" પોતાની માતાના આ શબ્દ સાંભળી સબરી અત્યંત ચિંતાતુર થઇ અને વિચારવા લાગી કે મારા લગ્ન પ્રસંગે હજારો પ્રાણીને મારી નાખવામાં આવશે માટે મારે લગ્ન કરવુંજ નથી. એવો વિચાર કરીને મધ્ય રાત્રે પોતાના માતપિતાથી છાની છુટી જંગલમાં ચાલી ગઇ. ત્યાં તેને એક રૂષીનો આશ્રમ જોઇ પરમ આનંદ થયો. તે વિચારવા લાગી કે આ આશ્રમમાં કોઇ મહામુની રહેતા હોય એમ લાગે છે, પરંતુ એ આશ્રમમાં મારાથી કેમ જવાય? હું ભિલડી છું, માટે એ પવિત્ર આશ્રમમાં જવાનો મારો અધિકાર નથી. પરંતુ મહાત્માની સેવા તો જરૂર

કરવી જોઇએ. પછી તેણે દરરોજ સવારે એક લાકડાનો ભારો તે આશ્રમમાં નાખવા માંડયો. આશ્રમ નિવાસી મહાત્મા વિચારવા લાગ્યા કે રોજ લાકડાનો ભારો કોણ નાખી જાય છે? એક દિવસ પ્રાત:કાળમાં મહાત્માના શિષ્યો સ્નાન કરવા જતા હતા, એવામાં સબરીએ લાકડાંનો ભારો ત્યાં નાંખ્યો. તે જોઇ એક શિષ્યે તેને પૂછ્યું "તું કોણ છે?" સબરી બોલી "હું ભિલડી છું" તે સાંભળીને શિષ્યને બહુ ક્રોધ ચઢયો અને તેણે સબરીને એક તમાચો માર્યો. તેથી તે બાઇ નીચે પડી ગઇ અને અતિ કલ્પાંત તથા વિલાપ કરવા લાગી. થોડીવાર પછી તે શાંત થઇ અને વિચાર કરવા લાગી કે દુઃખ એ અનુભવની શાળા છે અને વૈરાગ્ય પ્રાપ્ત કરવાનું સાધન છે. દુ:ખમાંથી મનુષ્યને ખરો બોધ પ્રાપ્ત થાય છે. દુ:ખ એ સુખનું સાધન છે. તે આ પ્રમાણે વિચાર કરતી હતી એવામાં તે આશ્રમના માતંગ ઋષી સ્નાન કરવા જવાને માટે બહાર નીકળ્યા. તેમણે સબરીની પાસે આવી તેને પ્રશ્ન કર્યો "તું રોદન કરતી હોય એવી શા માટે જણાય છે?" સબરીએ પેલા શિષ્યે મારેલા તમાચાની વાત રૂષીને કહી. રૂષીએ તેને ધીરજ આપી કહ્યું "પેલા આશ્રમ પાસે જઇને બેસ હું સ્નાન કરીને આવું છુ," થોડી વારમાં રૂષી સ્નાન કરીને આવ્યા પછી સબરીનું સર્વ વૃત્તાંત સાંભળી તેને ધીરજ આપીને કહયું "ગભરાઇશમાં. હું આ આશ્રમની પાસે તને એક પર્ણકુટી (ઝુંપડી) બાંધી આપુ છું તેમાં રહી તું પરમાત્માનું ચિંતન કર તેથી તારૂં સર્વ દુઃખ નષ્ટ થશે." પછી તેમણે સબરીને એક પર્ણકુટિ બંધાવી આપી. તેમાં રહી તે એકાગ્ર ચિતે પરમાત્માનું ચિંતન કરવા લાગી. પરંતુ

પેલા શિષ્યે સબરીને મારી તે કારણથી પંપા સરોવરનું પાણી બગડી ગયું. સર્વ મલીને વિચાર કરવા લાગ્યા કે પંપા સરોવરનું પાણી કેમ બગડી ગયું હશે? એત્રામા પેલો ક્રોધી શિષ્ય બોલી ઉઠયો " આપણા ગુરૂએ પેલી ભિલડીને લાવી રાખી છે તેજ દોષને લીધે પંપા સરોવરનું પાણી બગડી ગયું છે." એટલે સર્વ શિષ્યો મલી ગુરૂ પાસે જઇ કહેવા લાગ્યા " હે ગુરૂ મહારાજ, આપે ભિલડીને લાવી રાખી છે તે દોષથી પંપા સરોવરનું પાણી બગડી ગયું છે માટે આપ તેનો ત્યાગ કરો" માતંગ રૂષીએ આ શબ્દો સાંભલી ધ્યાન ધરીને જોયું તો પોતાના શિષ્યના અપરાધથી પાણી બગડી ગયેલું જણાયું. તેઓ સબરીને પોતાની પુત્રીવત ગણુતા હતા. તેથી આવું કલંક પોતાની ઉપર આવેલું જોઇ મહાત્માએ યોગાગ્નિથી પોતાનું શરીર બાલી નાંખવાનો સંકલ્પ કર્યો અને સબરીને કહયું " હે પુત્રી, સર્પ જેવી રીતે પોતાની જીર્ણ કાંચલીનો ત્યાગ કરે છે તેવી રીતે હું દેહનો ત્યાગ કરૂં છું. તારે આ આશ્રમમાં રહી ઇશ્વર ભકિત કરવી. એક હજાર વર્ષ પછી શ્રીરામચંદ્રજી અત્રે આવી તને દર્શન આપશે. મેં તને યોગ વિદ્યા શીખવી છે તેથી શ્રીરામચંદ્રજી આવશે ત્યાં સુધી તારા દેહનો પાત થશે નહિ." એટલું કહી રૂષીએ યોગાગ્નિથી પોતાનું શરીર બાલીને ભસ્મીભુત કરી દીધું. આથી સબરીને પ્રથમ તો શોક પ્રાપ્ત થયો, પરંતુ તે ધૈર્ય ધારણ કરી પ્રભુની ભકિત કરવા લાગી અને શ્રીરામચંદ્રજીના આગમનની પ્રતીક્ષા કરવા લાગી. તે દરરોજ સારાં સારાં બોર ચાખીને શ્રીરામચંદ્રજીને માટે રાખવા લાગી અને ખરાબ બોર ફેંકી દેવા લાગી. સમય પુરો થતાં શ્રીરામચંદ્રજી

લક્ષ્મણ સહિત તે આશ્રમમાં આવ્યા ત્યારે સબરીએ તેમને સાષ્ટાંગ દંડવત કરીને કહ્યું " હે દીન વત્સલ, આજે આપે મને પાવન કરી મારાપર મોટી કૃપા કરી. મારો આશ્રમ આપે પવિત્ર કર્યો. મને આપના દર્શનથી અષ્ટ સિદ્ધિનો લાભ થયો. આપના દર્શનને માટે હું આપની રાહ જોતી હતી તે મારી ઇચ્છા ફળીભુત થઇ. મેં આ બે બોર આપને માટે રાખી મુકયાં છે " શ્રીરામચંદ્રજીએ તે ભિલડીનો પ્રેમ જોઇ તેના એંઠાં બોર ગ્રહણ કર્યાં અને તે બાઇને ઉપદેશ આપી તેની સદ્ગતિ કરી.

પ્રિય વાંચકો ! આ ભિલડી પોતાના લગ્નમાં મારવા માટે પ્રાણીઓ લાવેલા તે પર દયા લાવી પોતે સકંટ વેઠીને જંગલમાં ગઇ અને સદ્ગતિને પ્રાપ્ત થઇ. આ પ્રકારે અહિંસા એ તેની સદગતિનું કારણ થયું. માટે કોઇપણ પ્રાણીને દુઃખ દેવું નહિ.



સિંહલદ્વીપમાં એક નિર્જન જંગલ હતું; તેમાં હાથી, હરણ; સસલાં; ચીત્તા, વાઘ, સાબર ઇત્યાદિ અનેક પ્રકારનાં જનાવરો વસતાં હતાં. તે જંગલમાં ઘણી ગીચ ઝાડી હોવાથી ગ્રીષ્મ ઋતુમાં એક બીજા ઝાડની ડાળીઓ ઘસાઇ અગ્નિ પેદા થઇ મોટો દવ લાગતો હતો, ચોતરફ અગ્નિ પ્રસરવાથી હજારો જાન અગ્નિના ભોગ થઇ પડતા હતા. આ પ્રકારે આગનું ભારે સંકટ હોવાથી સર્વ હાથીઓએ મળીને વિચાર કર્યો કે " આ જંગલમાં દર વરસે હજારો જનાવરો બળી મરે છે; માટે આપણે આ જંગલમાંથી

ઝાડો કાઢી નાંખી એક મોટું વિશાળ મેદાન બનાવીએ તો ઠીક, તેથી આગ લાગશે નહિ.'' એવો વિચાર કરી તેમણે તે જંગલમાંના ઝાડો ઉખેડી ઉખેડીને દૂર ફેંકવા માંડયાં અને એક મોટું મેદાન બનાવ્યું. થોડો વખત વ્યતીત થયા પછી દૈવયોગે ત્યાં આગ લાગી, તેણે ભયંકર રૂપ લીધું. દવ લાગેલો જોઇ સર્વ જનાવરોથી મેદાન ભરાઇ ગયું અને ત્યાં સંકડામણ થઇ પડી. ત્યાં સર્વ હાથીપણ ગયા. તેમાં એક મોટો વૃદ્ધ હાથી હતો તેને બે ત્રણ દિવસ ઉભા રહેવું પડયું એટલે તેણે પોતાનો એક પગ ઉંચો કર્યો એટલે તે જગ્યા પર એક સસલાનું બચ્ચું આવીને બેસી ગયું. હાથીએ તે જોઇ વિચાર કર્યો કે જો હું પગ મૂકીશ તો બીચારૂં સસલાનું બચ્ચું ચગદાઇને મરણ પામશે. આ પ્રમાણે દયા લાવી તે ત્રણ પગે ઉભો રહ્યો. આ પ્રમાણે ચાર પાંચ દિવસ પર્યંત ઉભા રહેવાથી હાથીના પગે લોહી ચઢી આવ્યું અને તે સૂઝી ગયો. પાકીને ફાટી તેમાંથી લોહી પડવા માંડયું. હાથી પગે ઘણો હેરાન થયાથી તેનાથી ચાલી શકાયું નહિ. અંતે હાથી ત્યાં પડીને મરણ પામ્યો. તે હાથી બીજા અવતારમાં મગધ દેશનો શ્રેણિત રાજા થયો.

પ્રિય વાંચકો, એક જીવ પર દયા લાવવાથી હાથીનો રાજા તરિકે અવતાર થયો. માટે આપણે દરેક જીવ પર દયા રાખવી જોઇએ. કસાઇઓ હજારો જીવનો ઘાત કરી માંસ વેચે છે; પરંતુ જો કોઇ માંસ ખાનાર ન હોય તો તેને જીવઘાત કરવાની જરૂર રહે નહિ. માટે "**अहिंसा परमो धर्मः**" સમજીને માંસનો ત્યાગ કરવો.



# મદિરાથી થયેલો જાદવ કુળનો નાશ.

એક દિવસ શ્રી કૃષ્ણભગવાને રૂષીઓને કહ્યું "તમે દ્વારિકામાંથી નીકળી પીંડારા નામના તીર્થમાં જઇ વસો" એટલે સર્વ રૂષીઓં શ્રી કૃષ્ણની આજ્ઞાનુસાર પીંડારા નામક સ્થાનમાં જઇ વસ્યા. ત્યાં એક સમય યાદવ કુળના કુમારો–જાંબુવતીના પુત્રોએ પોતાનામાંના સાળ નામના એક માણુસને સ્ત્રીનો પોશાક પહેરાવી તેને પેટે એક લોઢાનો તવો બાંધ્યો. પછી તેઓ જ્યાં દુર્વાસા રૂષી આસન વાળીને બેઠા હતા ત્યાં રમત ગમત કરતા ગયા. તેમણે રૂષીને દંડવત્ પ્રણામ કરીને કહ્યું "હે રૂષીરાય, આ સ્ત્રી ગર્ભવતી છે, તો એને પુત્ર થશે કે પુત્રી ?" રૂષી મહારાજે ધ્યાન ધરીને જોયું તો તેમને સત્ય હકીકત સમજાઇ. તેઓ સમજ્યા કે યાદવ કુમારોએ મારી મશ્કરી કરી છે. આથી તેમને અતિ ક્રોધ ચઢયો અને તેઓ યાદવ કુમારો પ્રત્યે બોલ્યા "હે મૂર્ખ લોકો, એ સ્ત્રી એક મુશળને જન્મ આપશે અને તે મુશળ તમારા કુળનો નાશ કરશે" એ સાંભળી યદુકુળ કુમારો અતિ ભયભીત થયા, પછી તેમણે સાળના શરીર પરથી સ્ત્રીનાં કપડાં કહાડી નાખ્યાં અને તવો છોડી નાંખ્યો તો તેમાંથી લોઢાનું એક મુશળ નીકળ્યું. તે જોઇને તેઓ અતિ પસ્તાવા લાગ્યા. પછી સર્વ મુશળને લઇને ઘેર ગયા અને રાજ સભામાં જઇ ઉગ્રસેન રાજાને હકિકત કહી. તે સાંભળી રાજા તથા યાદવ કુળનાં સર્વ માણુસો ભયભીત થઇ ગયાં. ઉગ્રસેને શ્રી કૃષ્ણને આ વાત કર્યા વિના અને તેમની સલાહ લીધા વિના તે મુશળ સમુદ્ર તટપર મોકલી એક પત્થર પર તેને ઘસાવી

નાખ્યું અને ઘસતાં બચેલો કટકો સમુદ્રમાં ફેંકાવી દીધો. તે લોઢાના કટકાને એક મત્સ્ય ગળી ગયું. ઘસતાં જે રજકણો પડ્યાં હતાં તે સમુદ્રના જળથી પ્રભાસ તરફ તણાઇ ગયાં અને તેમાંથી એક જાતની વનસ્પતી ઉગી નીકળી, ઉકત માછલું એક માછીની જાળમાં આવ્યું; તેને ચીરતાં તેના પેટમાંથી એક લોઢાની સળી નીકળી. તેને ઉકત માછીએ પોતાના બાણની અણી બનાવી. સર્વ બીના દુર્વાસા રૂષીના શાપથી બની હતી. પરંતુ કોઇએ પણ તે શાપની નિવૃત્તિ કરવાનો પ્રયત્ન કર્યો નહિ. એવામાં શ્રી કૃષ્ણે યાદવોને કહ્યું "દ્વારિકામાં આપણા કુળમાં મોટા ઉત્પાતો થાય છે, માટે હવે અહીંઆં આપણે એક ઘડી પણ રહેવું યુકત નથી. માટે ચાલો આપણે સર્વ પ્રભાસમાં જઇએ. અને ત્યાં ગંગા સ્નાન, દેવોપાસના, દેવપૂજન આદિ કરીએ." પરંતુ ભાવી મિથ્યા થતું નથી. પ્રભાસમાં જઇ સર્વ યાદવોએ એક દિવસ મૈરેય નામનો તિક્ષ્ણ દારૂ પીધો અને તેથી સર્વની બુદ્ધિ ભ્રષ્ટ થઇ તેઓ માંહોમાંહે લડાઇ કરવા લાગ્યા. લડતાં લડતાં જ્યારે તેમનાં હથિયાર ખુટી ગયાં ત્યારે તેઓ પેલા રજકણોથી ઉગેલી વનસ્પતિ ઉખેડી ઉખેડી એકબીજાને મારવા લાગ્યા. આ લડાઇમાં સર્વ યાદવો મરણ પામ્યા. બળીભદ્રે યોગક્રિયાથી દેહનો ત્યાગ કર્યો પછી એક દિવસ શ્રી કૃષ્ણ એક પીપળના વૃક્ષની નીચે બેઠા હતા એવામાં એક તીર આવીને તેમના પગમાં વાગ્યું. ઉકત માછી શિકાર કરવાને આવ્યો હતો. અને તેણે દૂરથી શ્રી કૃષ્ણને મૃગ ધારીને ઉકત લોઢાની અણીવાળું બાણ માર્યું હતું. બાણ માર્યા પછી તેણે પાસે આવીને જોયું તો શ્રી કૃષ્ણને બેશુધ્ધ પડેલા જોયા. થોડીવારે શ્રીકૃષ્ણને જરા શુદ્ધિ આવી

ત્યારે તે ગભરાઇને તેમની માફી માંગવા લાગ્યો. પછી શ્રીકૃષ્ણે તેને કહ્યું "ગભરાઈશ નહિ, મારી આજ્ઞા વડે તું સ્વર્ગમાં જા." પછી તેને માટે વિમાન આવ્યું અને તેમાં બેસીને તે સ્વર્ગમાં ચાલ્યો ગયો, અને યાદવોની સ્ત્રીઓ ચિતા સળગાવી તેમાં બળી મુઇ. તત્પશ્ચાત્ દ્વારિકા સમુદ્રમાં ડુબી ગયું-માત્ર એક મંદિર બાકી રહ્યું.

